# RANJIT BULLETIN

Vol. II--No 9. (PRICE 1 ANNA) 25th Jan. 1936.



MADHURI in "RAJ RAMNI" મધુરી "રાજ રમણી"માં



GOHAR in "Soldier's Sweetheart"

"સિપાહીની સજની"માં

SHREE RANJIT BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

૨ જું    અંક ૯ મો    તા. ૨૫-૧-૩૬    કીંમત ૧ આનો

# સ્ટુડીઓના દરવાજેથી



**વેસ્ટએન્ડના આસને—**

રણજીત સ્ટુડીઓ છોડીને "રાજ રમણી" આજથી વેસ્ટએન્ડના રૂપેરી ચાદર પર પોતાનું આસન જમાવે છે અને પ્રેક્ષકોના દીલનાં આસન તો આ પીક્ચરની રાહ જોઇ જ રહ્યાં છે અને વેસ્ટ એન્ડ પર માણસોની જબ્બર ભીડ લાગી છે એ હકીકત રોજ રોજ સહુને કહેવી પડશે. મધુરી અને ઇ. બીલીમોરીઆને એટલે કે રાજકુમારીના સરદાર અને દુલારીને ભાવનાની ભીડ લાગી છે. ડીરેકટર જયંત દેસાઇ સાવ નવાજ પંચીઝ લઇ આ ફીલ્મને બહેલાવે છે અને આખરના સીચ્યુએશનના પલટાઓ તો ગંગાપ્રસાદના તાન પલટા કરતાંયે ઝડપી બન્યા છે. મધુરી મરેલા બાપની છબી પાછળ ગોઠવાય છે અને ખંજરથી પોતાનો રસ્તો કરી એ છબીમાંથી શત્રુને નજરે પડે છે ત્યારે એ શત્રુ ખૂનનો એકરાર કરે છે. આવા પ્રસંગોની તો અજબ ઝુક બોલે છે. તમારી ઉત્સુકતાને આંગળીને ટેરવે રાખી આખી વાર્તા સપાટે આગળ જાય છે. આ સિવાય ચાંદસુરજના રમુજના ચમકારા, ઇશ્વરલાલનાં કાવત્રાં, ઘોરી અને દીક્ષીતની અજબ દોસ્તી, બાવાજી અને ભુપતરાયની સિંહગર્જનાઓ–એ બધુંજ એક સાથે આંહી રજુ થાય છે.

એટલે ટેલીફોનની ઘંટડી વાગે તો નક્કી સમજજો કે તમારા મિત્રનોજ એ ફોન છે. એમાં એટલા શબ્દો સંભળાશે.

"એ દેશમાં ચલો જ્યાં રાજકુમારીનાં સિંહાસન મંડાય છે"



### "સજની"ને શીરે.

આરામ એ શબ્દ શ્રી૦ ચંદુલાલ શાહથી બહુ દુર રહે છે. એમણે તો મોટાં સેટીંગ્સ મંડાવ્યાં છે એટલુંજ નહિ પણ એક મોટી સ્ટોરીએ ખતમ કરી રહ્યા છે. આખો સ્ટુડીઓ કહે છે. "ચંદુભાઇ? એ તો "સિપાહીની સજની"નું શુટીંગ કરી રહ્યા છે. **કુમારી ગોહરના ઉચ્ચારમાંએ ભાવનાનો પડઘો સંભળાય છે, એ નામ બોલતાં તમામ હિંદુસ્થાન કબુલ કરે છે કે એક કલાકારનું નામ ઉચ્ચારાયું**—એજ કલાકાર આ ફીલ્મમાં વેગવાન કામ કરે છે. એમાં વેગ છે પણ સાથે સાથે મૃદુતા છે. એના હાથમાં તલવાર છે પણ હૈયામાં માનવતા માટે એટલોજ પ્રેમ છે. એના શીર પર મર્દના પહેરવેશની કલગી છે પણ એ જે શીર પર ફરકે છે એ માત્ર સચ્ચાઇનેજ નમે છે. આમ ભુમિકાના નવા રંગો લઇને એ "સીપાહીની સજની"ને શોભાવે છે. ઇ. બીલીમોરીઆ પણ આ મહત્તામાં શામેલ છે.

### સમાજને દરવાજે—

ત્યારે જયન્ત દેસાઇ "નીગલેકટેડ વાઇફ"નું દર્દભર્યું મુખ કેમેરાની લેન્સને બતાવી રહ્યા છે. મધુરી આ પાત્ર ભજવે છે–અને સામાજીક ખોલપટની એ ઝબાન બની જાય છે. "નીગલેકટેડ વાઇફ" સમાજના દરવાજા ખખડાવે છે, અને સંસારના કડવા મીઠા ઘુંટડાનો પ્રેક્ષકોને પરિચય કરાવે છે.

# ઇ. બીલીમોરીઆ

**પહેલીજ વાર નાઇલાજ બને છે.**

**અરે કોઇ મર્દ છે કે ?**



કોઇ મારી વાત સાંભળશે ખરૂં ? તમે બધા જાણો છો કે મને વાત વાતમાં દુશ્મનોને દાટવાની આદત પડી ગઇ છે. એકવાર હાથથી મગજ ગયા પછી હું કોઇનો રહેતો નથી. મારાથી પછી પરક્રમ પણ થઇ જાય છે. હું શૌર્યની શોધ પાછળ ભટકતો નથી. શૌર્ય મારી શોધમાં ફર્યા કરે છે. તમે કયાં નથી જાણતા ? હું તલવાર વીંઝી શકુ છુ, યુદ્ધના મેદાન મ્હાણી શકું છું, મુશ્કેલીઓનો સામનો કરી શકું છું, વિલનનું ડાચું રંગી શકુ છું, પણ રમણીના રોમાન્સ સામે હું જાતે જ જીતાઇ જાઉં છું. જાઉં છું જીતવા, પણ હારીને પાછો આવું છું-હૃદય લેવા જાઉં છું પણ હૃદય આપીને આવું છું. બોલો ! અય મર્દો, મારી આ નાઇલાજીનો તમારી પાસે કાંઈ કીમીઓ છે ? એની વીખરાએલી સુનેરી લટમાં મારૂં મન કેદ થઇ જવા એટલી દોટ મૂકે છે કે આમ પરાણે દીલ પર જંજીર મુકવા કોઇ રાજી હશે ? પવનની લહરમાં ઉડતી એકજ લટ મારા પર એક સુનેરી લહરનું ગીત લલકારી જાય છે. મારો આત્મા ત્યારે દુનીઆ દેખતાં શીખે છે. હું, તો કોઇ સંઘરવા જેવી ચીજની માફક મારા હૃદય પર તાળું રાખુ છું અને મારા મિજાજને દીલના પટારામાં પુરી રાખું છું, પણ કોણ જાણે કયાંથી છુપી કુંચી લાગી જાય છે અને હૃદય દોડી જાય છે. અરે આપણા દીલના આવાં અને આટલાંજ મૂલ ! બોલો, કોઇક તો બોલો.

પણ તમે શેના બોલો ? તમે તો કોઇ કોમલાંગીના ચકકરમાં પડયા નથી ને ? તમારી પર પેલો આકાશનો ચંદ્ર એનું રૂપેરી કારસ્થાન અજમાવતો નથી ને ? પેલાં વાડીનાં ફુલો તમારાં શત્રુ બનતા નથી ને ? જવાબ આપો, મારે એક મહિલા મંડળ નહિં પણ મર્દ મંડળની સ્થાપના કરવી છે અને એમાં આ બધા પ્રશ્નો છેડવા છે.

મણીપુરના તખ્તા પર મારૂં નામ લખાયું છે. રાજરમણીના રાજકારણમાં મારો અગત્યનો હીસ્સો છે. હું સરદારસિંહ તરીકેની મારી આ નાઇલાજીનો પોકાર કરૂં છું !

તમે કોઇ કીમીઓ બતાવશો ? તમે-તમે નહિ તો તમારા કોઇ મિત્ર મારી મદદે આવશે ?

—❧—



ચાર્લી રાજરમણીમાં આશકોની નવીન દુનીઆનો પરીચય આપે છે.

## ચાંદ સૂરજ અને ચકોરી



શાંતા ચકોરી બની બે જણનાં એક સાથે ચિત્ત ચોરી લે છે.

ચાંદ સુરજ અસ્તા રહે ખરા? એની તો ખાસીઅત કે ગમે તેમ કરીને ઝળકવું. રાજ રમણીના અ.સમાનમાં પણ એવાજ ચાંદ સુરજ ઝળકયા. ચકોરીએ ચાંદ સુરજને હથેલીમાં લીધા પણ થપ્પડ લગાવવા માટે. પણ એ જોડી કમ ન હોતી. રાત પડે અને આકાશમાં ચંદ્રમા ઉગે કે તરતજ આ આશકના કટકાઓ ચકોરીનું દીલ ચોરવા એની અટારી હેઠળ ઉભા રહે. બન્ને ગીત લલકારે બન્નેના હૃદયમાંથી કવિતાઓ નીકળે પણ તેઓ ઇશ્ક કરવામાં માનતા હતા, ઇશ્ક માટે આફત વ્હોરવા એ તૈયાર નહોતા.

એટલે શૌર્ય એમનાથી ભુલથી પણ રચાઇ જતું અને તેઓ દીલની પરી મેળવવા અટારીએ પહોંચતા ત્યારે તેઓના પગ લપસી જતા અને તેઓને ધુળ સાથે દોસ્તી કરવી પડતી. માશુકને બદલે માટી સાથે મૈત્રિ કરવી પડતી. તેઓ રોજ ઇશ્કનો ગંજીપો ખેલતા. પણ તેઓને એક વખત સામ સામી લડાઇ કરવી પડી. બન્નેને ચકોરી જોઇતી હતી. બન્નેને ચિતની કોયલ સાંભળવી હતી એટલે મનરૂપી આંબાની ડાળ તૈયાર કરવા તેઓએ બધુંજ કર્યું પણ ચકોરી માની નહિ. અને ચકોરી જ્યારે માની ગઇ ત્યારે ચાંદ સુરજે તકરારનું સ્વરૂપ પકડયું. પણ હવે આ તકરારનો રસ્તો શો ? બન્નેનાં ભેજાં ફળદ્રુપ હતાં. પણ એમાંએ ચાંદે તો હદ કરી. એ એકદમ દોડી ગયો અને કોઇ પણ હીસાબે આ ઝગડાનો અંત લાવવા એણે કમ્મર કસી.



રેવાશંકર ગાયન ગાય છે પણ જ્યારે પ્રેમ માટેજ ગાવાનું હોય તો.

આલમના તમામ આશકોને એણે યાદ કર્યા પણ પોતાના ઇશ્ક આગળ તે બધાજ ફીકકા લાગ્યા. અને જગતના તમામ પ્રેમીઓ કરતાં એનું નામ મશહુર બને એ ખાતર એણે પ્રેમનો નવોજ ફડચો લાવવાની [illegible]યારી કરી. એની બુદ્ધિ મગજમાં તો રહેતીજ નહિ એટલે તરત જ એમણે કુર બનવાની કોશીષ કરી.

એક કારમી કરવત એણે હાથ કરી. એણે સુરજના કાનમાં એક બહાદુરની માફક લલકાર કર્યો કે પ્રેમનો હિસ્સો કેમ થાય એની એને જાણ છે. અને એ કરવતથી બન્નેએ ચકોરીના બે કટકા કરવાનો વિચાર કર્યો અને આમ બન્ને કટકાની વહેંચણી કરવાની મહાન હિંમત દાખવી. પરંતુ તેઓ ફકત આટલુંજ ભુલી ગયા. ડોકટરો અને તમામ માણસો એમ કહે છે કે માણસના બે કટકા કરવાથી બનતાં સુધી મૃત્યુ જન્મ પામે છે.

પણ "રાજરમણી"ની ચકોરીએ એક નવોજ રસ્તો બતાવ્યો અને આખરે ચાંદ સુરજ ઝળકયા. ચકોરી પણ ચમકી.



ઇશ્વરલાલ
" રાજરમણી " માં
વીલનનું દબદબાભર્યું
કામ કરે છે પણ અંતમાં
એમને બીલીમોરીઆના
સપાટા ઝીલવા પડે છે.

# દીક્ષીત અને ઘોરી ગંભીર બને છે.

"સફરચંદ....કયાં મરો ગયો?"......

જ્યારે દિક્ષીત સામે ભય ઉભો થતો ત્યારે ત્યારે તેઓ છાતી ફુલાવી આ નામનો હોકારો મારતા અને એ નામ સાથે ઘોરી હાજર થતો પણ દર વખત એને યાદ રાખવું પડતું કે એનું નામ સમરચંદ છે. ઘોરી એટલે કે સમરચંદ. એક ખાનદાન બાપનો ફરજંદ હતો અને એને પણ મર્દમેદાનમાં ઝુકાવવાની ટેવ હતી પણ એની રીતમાં થોડોજ ફરક હતો. કેટલીક વાર એ દિક્ષીત પર પણ નવા બળ માટે શ્રદ્ધા રાખતો, પણ દીક્ષીત તો બ્હીકનોએ રાજાજ હતો

દિક્ષીત પણ એક પોલાદી પહેલવાન હતો. એ મશીનગનોનો મારો ચલાવતો, તોપગોળાની વચ્ચે એ વીરની માફક આવ જતો. ફરક એટલોજ હતો કે એ તોપ હતી રમકડાની અને મેદાન હતું મહોબ્બતનું. રમકડાની એ તોપથી અનેક રમણીઓને નિશાન બનાવતો. અને રમણીઓ ટપોટપ જમીન પર મરી જતી.



"રાજરમણી"માં દીક્ષીત

જ્યારે દીક્ષીત એટલે કે ભુપાળ-સિંહ. રાજકુમારી દુલારીને પહેલી વાર જુએ છે. અને દુલારી પણ ભુપાળને સાતમા આસમાન પર મુકી દે છે. પણ ફરી ભોપાળને "કયાં ગયો સફરચંદ ?" એ બુમ મારવી પડે છે એટલે સમરચંદ સમજી જાય છે કે આફતના ઓળા એના માલિક પર ફરી વળ્યા અને આમ બન્ને એકબીજાના જોરે જીવે છે—પછી તો તોપની ગાજવીજ વચ્ચે ભુપાળ શરાબની પ્યાલીઓ પીતોજ જાય છે—અને દિક્ષીત આમ "રાજ-રમણી"માં નવાજ પ્રકારનું રોલ ભજવે છે.



"રાજરમણી"માં ઘોરી

અને ઘોરી પણ આંહી ગંભીર બને છે. એ બોલે છે ઓછું પણ જ્યારે જ્યારે બોલે છે ત્યારે તો એનાં વેણ ક્રારમાં નીવડે છે.



કેકી બાવા સામે પીસ્તોલ તંકાય છે અને એ પણ ગોહરના હાથથી–નવાજ પ્રકારના પ્રસંગોનાં પૂર ચંદુલાલ શાહ પ્રોડક્ષન "સીપાહીની સજની"માં ઉછળે છે. બાવાના હાથમાં શેના કાગળીઆ છે ?





"સીપાહીની સજની"માં રામ આપ્ટે પણ પોતાનો ફાળો આપવા બ્હાર પડે છે. એમની બાજુમાં તલવાર પણ લટકે છે. આ છોટો સૈનિક કોના પર તલવાર વીંઝે છે?

રણજીતની આ વેગવાન કૃતિ નવોજ "ટૂંપો" રજુ કરે છે.





"આ એકલા બીલીમોરીઆનોજ પ્રશ્ન નથી પુરૂષ જાતને માટેનો આ પ્રશ્ન છે–આ જાતની સામે જે હથીયારો ફેંકાય છે એ પરીસ્થીતિનો દરેક જણે વિચાર કરવાનો રહે છે.

રાષ્ટ્રસંઘના મહાન માણસો બોલ્યાઃ "વિચાર કરવાનું કામ આપણું છે. આપણે એ સિવાય બીજું શું કરવાનું હોયજ છે!"

જેને માનસશાસ્ત્રનો શોખ હતો એમણે એક પ્રશ્નાવલી તૈયાર કરી અને લીગના એક આધિકારીને કહ્યું કે આ પ્રશ્નો બીલીમોરીઆ પર બીડો—એમાં લખેલું હતું.

'રાજ રમણી'માં તમે એક રાજકુમારીના છુપાં શસ્ત્રોથી ઘાયલ થયા ત્યારે તમારા હૃદયના ધબકારા કેટલા હતા?

એ રાજકુમારીની આંખો કેવી છે? ભુરી કે કાળી કે કથાઇ?....જો એ આંખો મોટી અને હસતી હશે તો અમે એને મ્યાન કરવાનું નહિ કહી શકીએ, એટલુંજ નહિ પણ એ શસ્ત્ર કદી સંન્યસ્થ નહિ પાળે—

તમે પહેલા રાજકુમારીને મળ્યા ત્યારે તમારો પહેરવેશ કેવો હતો?...તમારા દીલમાં એ પાટીં તરફથી પહેલું તીર લાગ્યું ત્યારે તમને શું ચમેલું?...તમારા પર આ હલ્લો શરૂ થયો છતાં તમે પારખી ન લીધું કે તમારૂં હૃદય વેચાઇ જતું હતું?....' રાજ રમણી' કોઇ હીસાબે આંહી રૂપેરી પડદા પર ચમકવા મોકલી શકો એમ છો?....એટલું કરી આપો તો અમે તમને મદદ કરીએ. આખી લીગ ઓફ નેશન્સ આ ફીલ્મ જોવા બેસશે અને પછી આ બાબતમાં જે કાંઇ પગલાં લેવાં હશે તે લેશે. બાકી તમે કહો છો એ રીતે તો કલમ એ પણ તરવારથી મોટી ગણાય છે. એટલે ત્યાં પણ આ શસ્ત્ર સંન્યાસનો પ્રશ્ન છેડવો પડશે. પણ એક લેખક એમ કહેતો હતો કે એના હાથમાં કલમ છે પણ એને તલવાર મળે તો એ અમુક પુસ્તકોનો જરૂર નાશ કરે. એ એટલું પણ જણાવે છે કે તલવાર એક ઘામાં બે કટકા કરી શકે છે; ત્યારે કલમ ઠંડા કલેજાની કતલ આદરે છે. પણ આ બધા મુદ્દા તો પેટા મુદ્દાઓ છે. ટુંકામાં કહેવાનું એટલુંજ છે કે તમે આ શસ્ત્રની એક નવીજ બાજુનું સંશોધન કરી લીગ ઓફ નેશન્સ પર ઉપકાર કર્યો છે. તમારા જેવા પુરૂષો અમારી સહાય કરશે તોજ શાન્તિવાદ જગતમાં વહેલો પધારશે.

એ બીરાદરો તો કાગળ વાંચેજ ગયા પણ એમને અટકાવવામાં આવ્યા કારણ કે શાન્તીવાદની વાતો કરવામાં વાતાવરણ એટલું અશાન્ત થઇ ગયું હતું કે સહુના અવાજો બેસી ગયા.

અને આખરે રાષ્ટ્રસંઘના એ મકાન પર એક એરોપ્લેઇન ઉડી રહ્યું—જેમાં એબીસીનીઆને ઉડાડવાના બોંબ ભર્યા હતા.

---




"રાજરમણી"માં ઇશ્વરલાલ



RAJA SANDOW and PADMA
in "BLACK BANDIT"

Registered No. B. 6386





Edited, Printed and Published by Chaturbhuj Anandji Doshi for Ranjit Movietone, Dadar
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4

8.2.36

# RANJIT BULLETIN

Vol. II—No. 10. (PRICE 1 ANNA) 8th Feb. 1936.



MADHURI in "RAJ RAMNI" "રાજ રમણી"માં મીસ મધુરી



Mr. E. BILLIMORIA in
"Soldier's Sweetheart"

મી. બીલીમોરીયા.
"સિપાઇની સજની"માં

A CHANDULAL SHAH PRODUCTION.

SHREE RANJIT BULLETIN

વાર્ષિક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

૨ જું | અંક ૧૦ મો | તા. ૮-૨-૩૬ | કીંમત ૧ આનો

# સ્ટુડીઓના દરવાજેથી

**સવારના ૭:-**

**ર**ણજીત સ્ટુડીઓમાં કોલાહલ શરૂ થઇ ગયો છે. બહારનાં લીલાં ઝાડોમાં પક્ષીઓ પણ પ્રભાતનો કીલકીલાટ શરૂ કરી દીધો છે. હજુ તો તડકાનાં મૃદુ પગલાં દાખલ થઇ રહ્યાં છે. પણ-સ્ટુડીઓએ કામકાજમાં ગુંથાવું જ જોઇએ, સવારના નવ વાગે તો શુટીંગનો અવાજ બ્હાર આવે છે એ પહેલાં બધું તૈયાર થવુંજ જોઇએ.

પ્રોપરટીમેન મોટા ઓરડામાં દાખલ થાય છે અને સીન માટેની પ્રોપરટી સેટમાં લઇ જાય છે. ડ્રેસ મેન કપડાંઓનાં ઢગલા બરોબર સમાલી લે છે.

એક પછી એક હુકમ બ્હાર આવે છે.

"ચા લાવ-"

અને ચાની દુનીઆ પણ શરૂ થાય છે.

**૭-૩૦:-**

સેટમાં પ્રોપરટી ગોઠવાતી જાય છે. બધી વસ્તુઓની કંટીન્યુટી સચવાતી જાય છે. સેટ સીન માટે સ્વચ્છ બની જાય છે.

**-: ૮ :-**

સેટીંગ માસ્તર એકદમ દાખલ થાય છે. અને સેટીંગ ટાપટીપમાં છે કે નહિ એની પરિક્ષા કરે છે. એ પણ ચા'ની દુનીઆમાં શામેલ થાય છે.



**૮-૩૦:-**

સ્ટુડીઓના સ્ટારોના ઓરડાઓની બારીઓ ઉઘડતી જાય છે. વચ્ચે વચ્ચે કોઇના કંઠની સીટી પણ સંભળાઇ જાય છે.

**૮ ૪૫:-**

એક પછી એક મોટરો કંપાઉન્ડમા દાખલ થાય છે.

**-: ૯ :-**

"માઇક."

"કૅમેરા-"

"આ લાઇટ અહીં"—

"સાઉન્ડ ટેસ્ટ"—



અને શુટીંગ શરૂ થાય છે. આજના આ સેટમાં શી કરામત દેખાય છે! રણજીત સ્ટુડીઓના એક તો ભવ્ય સેટીંગ અને એની અંદર સામગ્રીઓ પણ કેવી છે! આંખને ઉડીને વળગે તેવું શીલ્પ પણ મોજુદ છે. એ પર આર્ક લેમ્પનો પ્રકાશ પડે છે ત્યાંથી પસાર થાય છે હિંદની મહાન અભિનેત્રી કુમારી ગોહર. મોર પીચ્છના સુંદર સિંહાસન પર ગોહર દેખાય છે. હાથમાં રાજદંડ છે. માથે મુગટ છે. પાછળ રોબ ઝુલી રહ્યો છે. "સિપાહીની સજની"નું આખરી શુટીંગ ચાલી રહ્યું છે.

શ્રી. ચંદુલાલ શાહ શોટની રચના કરતા માલુમ પડે છે.

"બીલ્લી, આંહીં આવ......આ આખો ફેસ્લો શોટ છે. ચાલવામાં બરોબર ધ્યાન રાખજે."

અને કેમેરા પણ ચાલવા લાગે છે.

પણ આ તો છેલ્લોજ 'શોટ' છે. 'સીપાહીની સજની'નું કામકાજ પુરૂં થઇ ગયું છે.

એકદમ ચંદુભાઇ દોડીને એડીટીંગ રૂમમાં બેસી જાય છે.

"મને કોઇ ખલેલ પાડશો નહિ."

એટલું કહીને હાથમાં કાતર લે છે અને સેલ્યુલોઇડની કલામય સાંકળ જોડાતી જાય છે.

* * ×

"સીપાહીની સજની" આ મહીનાની

"દિલ કા ડાકુ"માં
રાજા સેન્ડો
અને
ઇશ્વરલાલ

તા. ૧૫ મીએ તૈયાર થઇને સેન્સર ટ્રાયલ આપી દેશે. નવાજ પ્રકારના કોશચ્યુમ્સ, નવાજ પ્રકારનું વાતાવરણ અને નવાજ પ્રકારની કરામત શ્રી. ચંદુલાલ શાહના આ પ્રોડકશનમાં નજરે પડશે.

*  *  ×

**બપોરના ૧:-**

બધા જમવા બેઠા છે ને એ ઓરડામાં કીલ્લોલ જામે છે નવી નોખી વાતો આંહી જન્મ લે છે.

**૧-૩૦:-**

સૌ પોત પોતાને કામે લાગી જાય છે સ્ટુડીઓ નવા સેટમાં નવા અવાજો લઇ આવે છે. નવા રણજીત પીકચરોનું કામકાજ ચાલી રહ્યું છે.

**સાંજના ૬:-**

ફરી મોટરો સ્ટુડીઓની બ્હાર નીકળે છે.



**ખ્યાલ રાખજો**

કુમારી ગોહરને એવો સવાલ પુછવામાં આવ્યો કે તમને "સીપાહીની સજની"ની ભુમિકા કેવી ગમે છે ?" ત્યારે એજ જવાબ મળેલો:

"મને નવી નવી ભાતની ભુમિકા ભજવવાની બહુ ગમે છે. 'સીપાહીની સજની' મારા આજ સુધીના રોલમાં નવોજ ઉમેરો કરે છે."

એટલે વેસ્ટ એન્ડ પર નજર રાખતા રહેજો અને જ્યારે જાણો કે 'સીપાહીની સજની' રજુ થાય છે ત્યારે આ બધી વાતનો ખાસ ખ્યાલ રાખજો.



## "મતલબી દુનીયા"ના રંગો

"મતલબી દુનિયા"—મી. જયંત દેસાઇ આટલાજ શબ્દો બોલ્યા અને જાણુ થઇ ગઇ કે એમણે નવી સામાજીક વસ્તુની રચના કેમેરા પર કોતરવા માંડી છે. "નીગ-લેક્ટેડ વાઇફ"ને આ નામ આપવામાં આવ્યું છે. આ ફિલ્મનું શુટીંગ જોરશોરથી ચાલી રહ્યું છે. મીસ મધુરી હીરોઇન અને રાજા સેન્ડો હીરો તરીકે ચમકવાનાં છે.

ત્યાં પણે રામ આપ્ટે કેમ દોડે છે? એના હાથમાં પ્રસાદનો થાળ છે! એ થાળ ભૂખી ભાભીની સામે એ લાવી દે છે. આ આ આવ્યા ઘોરી, દીક્ષીત, ચાર્લી–એ બધાજ 'મતલબી દુનીઆ'ની કહાણી કહેવાના છે.

### દીલના ટુકડાઓ

આ કઇ જગ્યા છે?...એ જગ્યા પર ફીલ્મના ટુકડાઓ એટલે કે 'રશીઝ' જોવામાં આવે છે. દિલકા ડાકુ'ના દીલના ટુકડાઓ ત્યાં ચમકી રહ્યા છે અને એ જોતાં જોતાં આશાની લહર આવી જાય છે.

"વાહ! કાંકકું પીકચર થવાનું."

"અસરકારક."

આ શબ્દો આંહી બહાર આવે છે. મી. મઘોકની આ કૃતિએ ખુબ ઉત્સાહ જગાવ્યો છે. મીસ રોઝા હાટે અને મી. રાજા સેન્ડો આ અભિપ્રાય સાંભળી આનંદમાં આવી ગયાં છે.

"દીલકા ડાકુ" તા. ૧૫મી સુધીમાં ખતમ થઇ જશે અને સેન્સર ટ્રાયલ માટે પણ એ એજ અરસામાંજ તૈયાર થઇ જશે ત્યાર પછીની સ્ટોરી માટે પણ અત્યારથી મહેનત થઇ રહી છે.

### "રાજ રમણી" જીતે છે

ત્યારે વેસ્ટ એન્ડ ટોકીઝ પર રાજ રમણી અજબ રંગ જમાવી રહેલ છે. ઓડીયન્સ આ ફીલમ જોતાં લહેરમાં આવી જાય છે. એક મીનીટ પણ ડલ ભાસતી નથી. અને અંતનાં દૃશ્યોમાં તો તાળીઓથી થીએટર ગાજી ઉઠે છે. 'રાજ રમણી'નો આ પડઘો હિંદભરમાં પહોંચી ગયો છે. અને 'તુફાન મેઇલ'ના દ્રશ્યો ફરી જુદી જુદી ટીકીટબારીઓ પર સજીવન થવાનાં છે એની ખાત્રી થઇ ગઇ છે. દીલ્હીમાં અને અન્ય સ્થળે તો આજ વાત બધે થઇ રહી છે અને ત્યાંનાં જાણીતાં પેપરો પણ એવું જાહેર કરે છે કે 'રાજરમણી તુફાન મેઇલ કરતાંએ ચડીઆતું છે." આ વરસની 'હીટ' તરીકે એ ડંકો બજાવશે એવું ઠેર ઠેર સંભળાઇ રહ્યું છે.

મુંબઇની 'રાજ રમણી'ની સફળતાથી સ્ટુડીઓમાં આનંદનું વાતાવરણ છવાઇ રહ્યું છે. આજથી આ ફીલ્મ વેસ્ટ એન્ડ ટોકીઝમાં ત્રીજુ અઠવડીયું ગાજી રહેલ છે.

* * *

"સિપાહીની સજની"ની સેન્સર ટ્રાયલ પણ તા૦ ૧૫મી સુધીમાં થઇ જશે. ત્યારપછી શ્રી. ચંદુલાલ શાહ "મેડ પ્રીન્સેસ" શરૂ કરશે. ૧૯૩૬ના પીકચરોનો જબ્બર કાર્યક્રમ અમલમાં મૂકાતો જાય છે. પ્રજાના હૃદય ચડકારા ઝીલી રણુજીત પોતાની કૃતિઓનાં પુર વાળે છે એટલેજ રણુજીત કૃતિઓ પ્રજાની પ્યારી બની રહે છે.

## સ્ટોપ પ્રેસ

યંત્ર પર જતાં એવા ખબર મળે છે કે મીસ ગોહરને "સીપાહીની સજની"ના આખરના શુટીંગ વખતે અકસ્માત નડયો હતો અને એમનો હાથ ફાઇટીંગ સીન વેળાએ લચકાઇ ગયો હતો.




## Is Mr. Chandulal Shah in?

MR. CHANDULAL SHAH is passing his precious hours in the editing room. He is cutting and clipping "Soldier's Sweetheart", thus balancing the tempo of his latest production. He is arranging the rythm of his story. He is very particular about all the pieces of his film and he is a brave soul, he ruthlessly clips off the



unnecessary celluloid. He feels the wholesome effect and click click goes his shining scissor. He comes out of the editing room, takes a stroll, disposes of his other work and again sits on the table, where pictures take the final shape. He has nearly completed the editing of "Soldier's Sweetheart". Miss Gohar appreciates a diversity in characterisations. She believes in that sentence which goes, "It is depressing to play

the same role over and over again." She has given variety roles, that possess unive[rsal] emotion. "Soldier's Sweetheart" makes quite a different tract of acting for her. She gives a vital performance. She appears in gorgeous costumes and her acting is equally gorgeous. Mr. E. Billimoria plays opposite her, Ishwar plays the "heavy", and the comedians have their inimitable pranks. "Soldier's Sweetheart" will make the West End Screen melodious after sometime–Keep your Diary Date for this picture when it storms the town, Keep Your Chin up.

## "MUTLABI DUNIA" Proceeds

After her brilliant success in "Raj Ramni", Miss Madhuri portrays no time-worn theme, but a straight-forward social story. She essays the most difficult characterization of her meteoric career in this frankly different production, now named as "Mutlabi–Dunia". It is under production—Mr. Jayant Desai is busy shooting the scenes. Madhuri fans are eager to see her doing a social role. Raja Sandow plays the Hero. Every day the postman brings the whole bundle of post and they enquire about this new social picture. "Mutlabi–Dunia" will be completed in the month of March. They are all at it—Isn't it all? . . .

## A Promising Chat

"Dilka–Daku" is pacing, fast in the Studio. The rushes are seen and all they have to say is that it is going to be a surprise picture. They say it is full of merit Even the rushes give such a promise—and when it will be over and will be properly constructed, what will be the result? You can reply to it. Miss Rosa Hate is in Jolly mood to see the result of her first talkie–Mr. Madhok is doing his might to make it snappy.



## I am Ready

Raja Sandow's "Black Bandit" is not an impatient soul. He is pretty sure of his audience. He will appear at the command of West End. Till then he is happy. Raja Sandow and Padmadevi are starred together.

**—To Meet "RAJ RAMNI".**

And "Raj Ramni" is still holding the town. It is running Third Week at the West End. Every evening people rush to get tickets. Miss Madhuri and Mr. E. Billimoria are in the public's eye as "Raj Ramni" brings forth their acting talents. Her masquerading as a boy is very clever, and his colourful role is convincing. Mofusil stations are very eager to exhibit this picture as they intend to brighten up their box offices. Whisper "Ranjit" and you will hear a mighty ring at the box-office, you will hear the blowing of motor horns, you will see the traffic jammed, you will see the families coming out of their homes. They all flock together to see "Ranjit presents".



**મી. ઇ. બીલીમોરીયા!**

આવા ભવ્ય અને સુંદર સેટીંગમાં આ રીવોલ્વરનો ચમકાર શા માટે? આવા શાનદાર વાતાવરણમાં આવો વિસંવાદ શા માટે? મીસ ગોહર પણ ડરતાં હોય એમ લાગતું નથી. એમની સ્વસ્થતા એની એજ લાગે છે. મ્હોં પરનો ભાવ પણ કોમળ લાગે છે.

**"સિપાહીની સજની" માં**

એવું તે શું બને છે કે આ પ્રસંગચિત્ર નજર સામે આવે? એમ તો જરૂર લાગે છે કે શ્રી. ચંદુલાલ શાહના આ પ્રોડક્ષનમાં મામલો ગંભીર બને છે અને નવા સપાટા કાન પર અફળાય છે. મી. બીલીમોરીઆ દૃઢ નિશ્ચયથી ડારો દેવાનો પ્રયાસ કરતા લાગે છે પણ તમને શું લાગે છે? એમની રીવોલ્વરમાંથી ધડાકો થશે ખરો? અને ધડાકો થશે તો કુમારી ગોહર પર?...અત્યારે તો અનુમાન કરવામાંજ મજા છે. પ્રસંગોની નવીજ ભરતી આંહી આવતી લાગે છે.

**તમે જોઇ લીધું?**

આવી સુંદર ખુરશીઓ પણ નવરી પડી છે. આવા આલીશાન ઓરડામાં આટલો ઉશ્કેરાટ શા માટે? કોના ગુન્હાનાં પરિણામે?..........



GOHAR!

# *Imagination is Great But You are Greater*

MEMORY is an Old Mirror, yet it never grows old. It catches so many lovely things. It catches sometime some forgotten melody. The tunes leap on this mirror and the reflections create aesthetics. I am standing at a widnow. I see the sky, fabulously blue and then like a moonbeam, stealing into an empty room, your memory steals into my heart. I remember you not merely as the leading star of Ranjit but as the artiste, who knows her job, who tells mute things, none else can tell. Pages of tale, remain in your eyes. I face you and I face the realities of life. I see your eyes and I begin to understand a woman's soul. Imagination is great but you are greater. Language is strong but your expressions are stronger.

When I see you on the horizon, I see the shadow of humanity. When I hear your voice from the silver screen, I hear the heart beats of art. You have shown sincerity towards your art and we have seen an artiste who breathes in her characters, who lifts the curtain of uncertainty and puts you straight at the problems.

You have maintained your standard all this time. You stand in the Court and give a fiery piece of speech-you go to the villages and preach the reconstruction. You lay bare your soul before innocent kids. In all this march of acting, you never sacrifice an emotion. It has become the part of you.

Miss Gohar, I salute your art—that's all.

—One of Your "FANS".



GOHAR in
"Soldier's Sweetheart"

ગોહર
"સીપાહીની સજની"માં

A CHANDULAL SHAH PRODUCTION

મીસ મધુરી

મતલબી દુનીયામાં
ડોકીયું કરે છે? કે
સમાજના કોઈ અટ-
પટા ચિત્ર પર દૃષ્ટિ
દોડાવે છે!





મીસ મધુરી
"મતલબી દુનીયા"
માં

**Miss MADHURI in**
**"Matlabi Dunia"**

A Jayant Desai Production.

# પહેલી રણજીત ટોકી —— કુમારી ગોહરનો "કેન"

તા

રી

ખ

૫–૯–૩૧



તા

રી

ખ

૮–૨–૩૬

૧૯૩૧ ની એ સાલ હતી. ફીલ્મની મુંગી ભાષાને હાંકી કાઢવા માટે ચારે તરફથી પવન વાતો હતો. હિંદુસ્થાનના સ્ટુડીઓમાં ત્યારે માઇક્રોફોન પેઠાં નહોતાં. ત્યારે તો મુંગી ફીલ્મો તૈયાર થતી અને ભાષાનું જોર પરદા પર આવતા ટાઇટલોમાં ભેળવવામાં આવતું. હોલીવુડ અને યુરોપથી તો કયારના એવા સંદેશાઓ આવી ગયા હતા કે દરેક ફીલ્મને બોલવાની ફરજ પડશે. તે સાયલંટના જમાનામાં પણ રણજીત સ્ટુડીઓની દિવાલો રોજ બોલતી. આંહી તૈયાર થએલાં મૂક પીક્ચરોને આંખ સામે લાવવા ત્યારે પણ હિંદ તૈયાર રહેતું. સાયલંટના જમાનામાં પણ ગોહરના નામનો ડંકો વાગતો. હિંદની મહાન અભિનેત્રી તરીકે એને સૌ ઓળખતા. પછી તો નવોજ સપાટો હિંદના સીનેમા ઉદ્યોગ પર આવ્યો–અને મુંગી મૂર્તિઓને જીભ આપવાનો સમય પણ આવી લાગ્યો. રણજીત તો આ માટે તૈયારજ હતી અને સમયના પગલાં સાથે પગ રાખવા રણજીતે પણ ટોકી સેટનો ઓરડર નોંધાવ્યો અને એ સેટનાં મંડાણ સ્ટુડીઓમાં થયાં.

## રણજીતના સુકાની

રણજીતના સુકાની શ્રી. ચંદુલાલ શાહ તો ટોકીની રાહ જોતાજ હતા કારણ કે પહેલેથી એમને સાહિત્યનો ભારોભાર શોખ હતો. એટલુંજ નહિ પણ પોતે કલમબાજ હતા એટલે એમને પુરેપુરી શ્રધ્ધા હતી કે રણજીત બોલતાં પિકચરોમાં પણ જરૂર પ્રાણ પુરી શકશે. એમણે એક પછી એક વસ્તુઓને ઉથલાવી જોઇ અને આખરે "દેવી દેવયાની" પર પસંદગી ઉતરી.



## કંઠની કસોટી

પછી સ્ટુડીઓમાં સટ આવી પહોંચ્યો એટલે તરતજ દરેકના કંઠની કસોટી થવા લાગી. મીસ ગોહર પણ નવા સંગાથી માઇક્રોફોન સાથે વાત કરવા લાગ્યાં. તરતજ એ ટુકડાની ટ્રાયલ લેવાઇ અને આખો રણજીત સ્ટુડીઓ ખુશ ખુશ બની ગયો. મીસ ગોહરનો કંઠ આબાદ માઇકને માફક આવ્યો. શ્રી. ચંદુલાલ શાહે એ કંઠમાંથી કલમ બોલાવવાની તૈયારીઓ કરી દીધી. સાયલંટમાં નામના મેળવેલું એમનું ડીરેકશન બોલપટમાં પણ પેસવા લાગ્યું. રીહર્સલોની તડામાર તૈયારીઓ ચાલી. શ્રી. ચંદુલાલ દીવસ ને રાત આ નવા સાહસમાં રોકાઇ ગયા અને દેવી દેવયાનીનું શુટીંગ શરૂ થયું. સ્ટુડીયોમાં ગોળ ધાણા વહેંચાયા. માઇક અને કેમેરાની પુજા થઇ. પહેલો બોલ કુમારી ગોહરે માઇકને બક્ષ્યો. કેમેરાએ એ બોલનારનું રૂપ લીધું અને પ્રજાએ જાણ્યું કે ગોહરને સાંભળવાની તક મળશે. જેના મૂક અભિનયે હજારોની પ્રશંસા માગી લીધી હતી એજ અભિનયને શબ્દ મળવાનો હતો... પ્રજા રોજ છાપાં વાંચવા લાગી. બધે એકજ સવાલ પુછાઇ રહ્યો "દેવયાની" કયારે?

## પરદાનો પ્રથમ શબ્દ

તા. ૫ મી સપ્ટેંબર ૧૯૩૧ નું પ્રભાત ઉગતું હતું. દાદરના રણજીત સ્ટુડીઓ ઉપર પણ નવા અજવાળાં પડતાં હતાં. એજ દીવસે મેજેસ્ટીક સીનેમા પર રોશની પથરાઇ હતી. મોટરોની હારની હાર ત્યાં ઉભી રહી હતી. તા. ૫-૯-૩૧-એ રણજીતના ઇતિહાસનો એક ઉજ્વલ દિવસ. રણજીતની પ્રથમ ટોકી "દેવયાની" આ શુભ દિવસે ઝબકતી હતી, ઝળાન પાડી રહી હતી.



"સીપાહીની સજની"નું એક દૃશ્ય

બસ એજ દિવસે નક્કી થઇ ગયું કે ગોહર ભાષા અને ભાવના એક કરી જાણે છે. અભિનયનાં અજવાળાં અને અવાજનાં અજવાળાં એક સાથે જાગૃત થયાં. મીસ ગોહરે અવાજ સંભળાવ્યો પણ અભિનયના ભોગે નહિ—મુંગી ભાષાની ખુબીઓ એમને એમ સાચવી રાખી. રણજીતનું નામ ટોકીની રોશનીમાં પણ મલક્યું.

## નવા નોખા પ્રવાહો

ત્યાર પછી શ્રી. ચંદુલાલ શાહે નવા નોખા વિષયના પ્રવાહો રજુ કર્યા છે. ફીલ્મ ઉદ્યોગને જોમ મળે તેવી કૃતિઓ એમના હાથે ઘડાઇ છે. એમનાં કલમ અને ડીરેક્શનમાં નવાં કલાના રૂપનો પરિચય કરાવેજ જાય છે. "દેવયાની" પછી કુમારી ગોહરનાં આ પ્રમાણે ખેલપટો બ્હાર આવ્યાં છે.

**રાધારાણી**
**સાવિત્રી**
(ગુજરાતી તથા હિન્દી)
**શૈલબાલા**
**વિશ્વમોહિની**
**કુમારી ૧૯૩૩**
**તારાસુંદરી**
**ગુણસુંદરી**
**તુફાની તરૂણી**
**બેરીસ્ટરની બૈરી**
**દેશ દાસી**
**કીમતી આંસુ**

આમ મીસ ગોહરની બાર કૃતિઓ પ્રગટી ચુકી છે અને "સિપાહીની સજની"ના ભણકારા વાગી રહ્યા છે.

## કલા સમૃધ્ધી

"સીપાહીની સજની"માં કુમારી ગોહર નવા રંગો લઇ અભિનય કલાની શર ગુંથે છે. આટલાં વર્ષો સુધી આ અભિનેત્રીએ પોતાનો "ફેન" બરોબર જાળવી રાખ્યો છે. આમ એકધારી નામના રાખવી એ જેવું તેવું કામ નથી અને એટલાજ માટે ગોહર અજોડ ગણાય છે.

અને આ માટેજ ગોહર કાયમ પ્રજાના સંસ્કારોનો અભ્યાસ કરે છે. ઓડીયન્સના અવાજને બરોબર કાન પર ઝીલે છે. સંગીતની રોજ તાલીમ લે છે. ગોહર ઓડીયન્સને ઓળખે છે. ઓડીયન્સ ગોહરને ઓળખે છે.

અને શ્રી. ચંદુલાલ શાહ દર વખતે નવીજ કલા સમૃદ્ધિ પેશ કરે છે.

"અભ્યાસી"



# પહેલાં

પંખીઓના કંઠમાં અમૃત
તારકોના ધબકારામાં પ્રેમ
અંધારામાંયે પ્રકાશ—

# પછી

પંખીઓના કંઠમાં ઝેર—
તારકોના ધબકારામાં નિષ્ઠુરતા
અંધારામાં અંધકાર —

વનમાં પંખીઓ કીલકીલાટ કરી રહ્યાં હતાં. એને ઉદ્દેશીને "રાજરમણી"ની દુલારીએ કહ્યું:

"તમારા કંઠમાં આ રૂપાળા સુરો ક્યાંથી આવ્યા? આવા એકાન્તમાં તમારા ગળાને કોણ ગીત આપી જાય છે?...તમો કોઇ પ્રેમથી ઘવાએલાનાં હૃદયગીતની તો ચોરી નથી કરતાંને!"...પંખીઓનો કીલકીલાટ પુરો થયો. રાત પડી ગઇ. આકાશના તારા પર નજર નાખતાં દુલારી બોલી ઉઠીઃ

"તમે આખી રાત શીદ ઝબકયા કરો છો? એ ઉજળા ધબકારા તમને કોણ શીખવે છે? કોઇના હૃદય ધબકારાનો તો તમે તાલ ઝીલતા નથીને? દીવસ ઉગે છે ત્યારે તમને કેમ ઝબકતાં શરમ લાગે છે! આસમાનની ફુલવાડીનાં રૂપેરી ફુલો તો તમે નથીને?"...

એ રાત પણ ચાલી ગઇ....પછી અંધારાં સાથે દુલારી વાત કરવા લાગી.

"ભલે પધાર્યાં, અંધારાં!. જગત ભલે તમારી નિંદા કરે. તમારી હુંફ મને ગમે છે કારણ મારી છુપી વાત તમનેજ કહેવાનું મને મન થાય છે. તમે જગત પર પડદો નાખીને ઘણીએવાર એને ઉગારી લો છો. તમારી ઝુલતી કાળી ઝોળીમાં તમે શું શું લઇ જાવ છો?"......

એ અંધારાં પણ ચાલી ગયાં અને સૂર્જના છડીદાર જેવાં કીરણો આવ્યાં—

પણ ત્યારે દુલારી બીજીજ બની ગઇ. પંખીઓને પ્રશ્ન પુછતાં, તારકોને સવાલ કરતાં, અંધારાને ઉદ્દેશતાં-એ પોતાના પ્રેમનું પ્રતિબીંબ પાડી રહી હતી. એને પ્રેમે પકડી હતી. પહેલા પ્રણયમસ્તી એના હૃદયમાં પેઠી હતી— પણ એજ પ્રેમ પલટાઇ ગયો. એણે જેને હૃદયસ્વામી ધાર્યો હતો એજ હૃદય દુશ્મન બન્યો.

એટલે જ્યારે પંખીઓ ફરી બોલવા લાગ્યાં ત્યારે એ બોલી ઉઠીઃ

"તમારા કંઠમાં આવાં ઝેર કોણે પાયાં છે?" જ્યારે તારકો ફરી ઝબકયા ત્યારે ત્રાડુકી ઉઠી.

"તમારા નઠારા પલકારા કોઇ બીજા પર હાલવો."

જ્યારે અંધારાં આવ્યાં ત્યારે અવાજ કરી રહીઃ

"ઉડી જાવ આંહીથી તમારૂં કાળું મુખ લઇને—"

---



# એ કોમળ કતલનો ખાસ અહેવાલ

ઇ. બીલીમોરીયા જીનીવા જાય છે.

અમારો એક રીપોર્ટર પોતાના પાનાંઓ પેન્સીલથી ચીતરી આપીને જણાવે છે કે આખરે મી. ઇ. બીલીમોરીયા જીનીવા તરફ આજ રોજ એરોપ્લેઇન દ્વારા ઉપડી ગયા છે. સ્ત્રીઓ જગતમાં છુપાં શસ્ત્રો અજમાવે છે એ પ્રશ્ન શસ્ત્રસંન્યાસ યાને "ડીસઆર્મામેંટ"ને લગતો હોઇ, અને એ પ્રશ્ન પુછનાર મી. ઈ. બીલીમોરીયા હોઇ એમને ખાસ નોતરવામાં આવ્યા છે કારણ કે એમના આ પ્રશ્ને ભારે ખળભળાટ મચાવ્યો છે એટલુંજ નહિ પણ તે પ્રશ્ન પર ચર્ચા કર્યા પછી લીગ ઓફ નેશન્સના સભ્યો બ્હાર નીકળ્યા હતા અને તેઓની નજર સામે કોઇ પણ ઓરત આવતાં તેઓએ આંખ બીડી જવાનું દુરસ્ત ધાર્યું હતું કારણ કે તેમનાં છુપાં શસ્ત્રોની તેઓને આજેજ જાણ થઇ હતી. જીનીવાની જીભ પર આ વાત હતી એટલેજ એક એરોપ્લેઇનને સાફસુફ કરાવી અંદર ફીનાઇલ છંટાવી જુહુના એરોડ્રોમ પર ખડું કરવામાં આવ્યું હતું. અને એજ યંત્ર રણજીતના હીરોને વીએના લઇ ગયું.

અમારા ખાસ રીપોર્ટરે આ વીમાનની મુલાકાત લીધી ત્યારે એમને એક અજબ ચીજ માલુમ પડી હતી. એ ચીજ મચ્છરોને મારનારી ફ્રોઇલની ડબ્બી હતી. આ ફ્રોઇલ મુંબઇના પરાંઓની ખાસ રાતની સંગાથી છે. પાઇલટને આ ફ્રોઇલ વિષે પુછતાં તેમણે ખુલાસો કર્યો હતો કે હવામાં ઉડવા છતાં કેટલાક સાહસીક મચ્છરો એરોપ્લેઇનમાં ઘુસી જાય છે અને એરોપ્લેઇનના સંગીતમાં પોતાની તીતુડી સંભળાવે છે. પાઇલટે આ વિષય પર જબ્બર શોધ કરી છે અને એના પરીણામે એ વજનપુર્વક કહી શકે છે કે આ મચ્છરો મુંબઇના વીર્લા પાર્લા તરફથી ઉડી આવી વીમાનમાં દાખલ થઇ જાય છે. પાર્લાનાં ડુક્કરો તો જગમશહુર છે પણ આ મચ્છરોને જગમશહુર બનવાની ઇચ્છા હોવાથી તેઓએ એરોપ્લેઇનમાં દાખલ થઇ જગતને પોતાના અસ્તીત્વની આ રીતે જાણ કરવાની હતી. એટલેજ મચ્છરોના આગેવાનો આંહી પુરાતા હતા

અને એટલેજ આ ફાઇલનો આશ્રય હવામાં પણ લેવો પડતો અને હજુએ એમ કરવું પડે છે.

પાઇલટનું આ જ્ઞાન સાંભળી અમારા રીપોર્ટરને તમ્મર આવી ગયાં હતાં પણ એમને રીપોર્ટીંગની ફર્જ અદા કરવાની હતી એટલે તેમણે ત્યાંજ પોતાનો અડ્ડો જમાવ્યો હતો. બરોબર સવારના સાતને ટકોરો એક સ્પોર્ટીંગ કારમાં મી. ઇ. બીલીમોરીયા એરોડ્રોમ પર આવી ગયા હતા. અને એમનો ઇન્ટરવ્યુ લેવા માટે લોકો અધીરા થઇ ગયા હતા. પણ મી. ઇં. બીલીમોરીયાએ કોઇને ઇન્ટરવ્યુ આપ્યો નહોતો. એમણે સહુનો આભાર માની પાઇલટને એરોપ્લેઇન ચલાવવાનું કહ્યું હતું પણ મશીનને ઠંડી લાગી જવાથી એ સ્ટાર્ટ થતું ન હોતું. એટલે મી. ઇ. બીલીમોરીયા તરતજ પાઇલટની મદદે ગયા અને તુફાન મેઇલની માફક યંત્ર ચાલવા લાગ્યું અને રણજીતના હીરોના મ્હોં પર હાસ્ય છલકયું—તેઓ હવામાં ઉડી ગયા પણ તેજ વખતે પેલી ફાઇલની ડબ્બી નીચે પડતી અમારા રીપોર્ટરને દેખાણી—પણ એ તો નિરૂપાય હતા.

× × ×

અમારો રીપોર્ટર તારના સંદેશાઓમાં મી. ઇ. બીલીમોરીઆના સ્વાગતના ખબર આપી જાય છે. આખું જીનીવા એમને લેવા આવ્યું હતું. અને એમને સીદ્ધા લીગ ઓફ નેશન્સની ઓફીસમાં લઇ જવામાં આવ્યા હતા. બ્હાર માણસોનુ ટોળું ઉભરાયું હતું–પણ બધાને અંદર જવાનો લાભ મળ્યો નહોતો.

તરતજ લીગ ઓફ નેશન્સના સભ્યો મુદ્દા પર આવ્યા હતા. અને મી. ઇ. બીલીમોરીઆએ ઝબાનની ઝડીઓ વરસાવી હતી. એમણે પોતાનો આખો કેસ રજુ કર્યો હતો. પણ સભ્યના પ્રમુખે આ કેસનો ફેંસલો લખીજ રાખ્યો હતો—એટલે સ્ત્રીના છુપાં શસ્ત્રો વિષે આ સંઘ કેમ કાંઇ કરતો નથી એનો બચાવ એમાં રજુ કરવામાં આવ્યો હતો. પ્રમુખે જણાવ્યું હતું:

"તમે કહો છો કે સ્ત્રીના નયન-કટાક્ષથી ઘણા મરી જાય છે. તમે કહો છો કે આવી છુપી કતલ તો આંહી પણ રોજ ચાલે છે. અને તમે અમારા પર આક્ષેપ મુકો છે કે અમે આ પ્રત્યે વૈરાગ્ય સેવીએ છીએ...પણ અમારે તમને આ હકીકત કહેવાની છે. સ્ત્રીઓનાં શસ્ત્રો સંહાર રચતાં નથી. એનું છુપું હથીયાર વાગે છે અને માણસ કલ્પનાના રંગો ઓળખતાં શીખે છે. એનાં બાણ છુટે છે અને કઇકને કવિતા રચવાનું સુજે છે, સંગીત છેડવાનું મન થઇ આવે છે. એનાં હથીયાર હૈયું આપે છે. હૃદયને મધુર નિશ્વાસનો પરિચય કરાવે છે. એ કોમળ કતલ કલાનાં કુસુમો



ચાંદ સુરજ પણ પરદેશ જાય છે.

મેરવે છે. એનાથી કોઇ મરતું નથી, ઉમરી જાય છે ખોલો, અમારો આ પ્રશ્નનો આ પ્રમાણેનો ફેંસલો છે. તમારે શું કહેવું છે?".....
ખરેખર; ઇ. બીલીમોરીઆ આ શબ્દો પર આફ્રીન થઇ ગયા. 'રાજરમણી'માં સરદાર બની એણે દુલારીના શસ્ત્રોના આવાજ સુંવાળા સપાટ ઝીલ્યા હતા. એણે એકદમ સંઘના પ્રમુખકવી સાથે એકમત થવાની વાત કરી ત્યાં એકદમ અવાજ સંભળાયો.

"ખબરદાર,"......

અને ચાર્લી અને રેવાશંકર ક્યાંકથી હાજર થયા. તેઓએ રાજરમણીમાં 'ચાંદ સુરજ" બની ચકોરીના હાથે ખુબ માર ખાધો હતો એટલે તેઓને કાંઇક જુદીજ વાત કરવી હતી. ચાંદ સુરજે લાંબા હાથ કરી પોકાર કર્યો.

"છે કોઇ એવો ભડ કે જે અમને બચાવે-
છે કોઇ એવો આદમી કે જે અમને પ્રકાશ આપે-
અમે સળગીએ છીએ સ્નેહની ભઠ્ઠીમાં-
અમે મરીએ છીએ મહોબ્બતની રમતમાં-
અમારા પર પડતી નથી પ્રેમદાની મીઠી નજર-
અમારા પર જમતી નથી એ જીવન જ્યોત-
અમે કંઠમાંથી કોમલ ગીત ગાઇએ છીએ-
સાંભળે છે માત્ર અમારાજ કાન
ખોલો, કોઇ ખોલો, અમારા હાલ કોઇ પીછાનો
હે સંઘના અધિષ્ઠાતાઓ
અમારા પંથ ઉજાળો—"

જલતાં જીગરના આવા બોલ સાંભળી લીગ ઑફ નેશન્સના એકયે એક સભ્યની આંખો ભીની થઇ ગઇ. ચાંદ સુરજ સાથે તેઓ પણ રોવા લાગ્યા.

પ્રમુખશ્રીએ ડુસકાં ભરતાં ભરતાં કહ્યું "આજે સભા બરખાસ્ત"—

ત્યાર પછી રીપોર્ટરનું સ્વપ્નું પણ એકાએક અટકી ગયું.



## ચાંદ સુરજનો
### પોકાર

# બોંબે ઓપટીકલ કું.



## ચશ્મનાં સંગાથી ચશ્માં

લેટેસ્ટ સ્ટાઇલની રણજીત ફ્રેમો,
ક્રુક્સ, ઝાઇસ, પેબલ્સ અને
ગ્લાસના વેપારી

એ મેળવવા
આંહીજ
આવજો.

The BOMBAY OPTICAL COMPANY

૩૪૭, કાલબાદેવી રોડ,
મુંબઇ.



DR. A. CLEVER.

# AGFA INTENSIFIES ITS TECHNICAL SERVICE IN INDIA.

THE Rapid progress made in cinematography, and particularly in the field of sound photography, demands all round expert knowledge in order to meet all requirements which are necessary for quality sound film.

The problems which confront everybody in the production of sound films cover an extraordinarily wide field. The Agfa Company have, therefore, since the advent of sound films, devoted its Technical Research Staff to the solution of such problems. It has always been Agfa's aim and ambition to impart the experience gained in the research work on to those who are employed in the Film Industry. For this purpose a permanent technical service for all their clients, is maintained which is not only to render help but to use the practical experience gained for the betterment of the manufacture.

India's growing Film Industry, which made so rapid strides in the past years, has encouraged the Agfa Company to increase and intensify their Techical Service in this country. Dr. H. Daehr, Agfa's Cine Expert for the East, has repeatedly visited this country and is a well known figure in Indian cinema circles. He is now back in India, this time accompanied by Dr. A. Clever, who is to be permanently attached to Agfa's organisation in India.

Dr. A. Clever has devoted his studies at the University of Bonn, Germany, to Photo-Chemical research, and obtained his degree of Doctor of Science in this subject. He then joined the Agfa Film Works in Wolfen, near Leipzig, where he worked as an expert for cinematography and sound photography. As such he gained practical experience in the greatest and best equipped laboratories and studios in Germany, England and other countries. He has now come to India to be of service to India's Film Industry. Apart from that, he will be in charge of a new technical Research Labaratory which will be opened shortly in Agfa's new premises in Central Avenue, Calcutta. The laboratory which be equipped with up-to-date sensitometric and other apparatus which, ofcourse, will be at the disposal of Indian producers.

Realising the great importance of India's youngest industrial branch, that film production, it is Agfa's aim not only to supply products of the highest quality but render assistance in every possible way to film producers for their benefit and the future prosperity of this industry.

# ચાલાક ચોરના જુવાનસિંહ શું જીતી ગયો ?

તે દિવસે સોનલ ઘરમાં એકલીજ હતી. એનો ભાઇ જુવાનસિંહ બ્હાર હતો. અજય-હના દરબારમાં હાજરી આપવા એ ગયો હતો. પણ સોનલ ડરપોક નહોતી. એને એકાંત ાલતું નહોતું કારણ કે આત્મબળ એ એનું સદાનું સંગાથી હતું-એટલેજ જુવાનસિંહની ાગીર લેવા માટે દગાબાજો હાજર થયા ત્યારે સોનલે સપાટા ચલાવ્યા. ઘરમાં પુરૂષ હાજર હોતો પણ પુરૂષ જેવાં પરાક્રમોની ગેરહાજરી સોનલે જણાવવા નજ દીધી. પણ જુવાન-સંહનો રાજકુમારી પર આટલો પ્રેમ શા માટે ? પ્રણયનાં ઝુલા પર બેસતાં આફતના ઓળા



રાજા સેન્ડો :: **જુવાનસિંહ**



ચાલાક ચોરની :: **રાજકુમારી**

ઉતરતા હતા છતાં જુવાનને એની પરવા ન હોતી. કેટલાક માણુસો સાહ-સનો પરિચય આપવા માટે જ જન્મે છે. પૃથ્વીમાં હજુએ પરાક્રમનાં મુલ્ય અંકાય છે, સુંદરીઓના હ્રદયમાં હજુએ સાહસ-શૂરા માટે પ્રેમ ઉછળે છે એ વાત આવા માણુસો કદીજ ભુલી શકતા નથી. તેઓના જીવનમાં ઉષ્મા ન હોય તો કશી જમાવટ તેઓને જીંદગીમાં લાગતી નથી.

"ચાલાક ચોર"નો જુવાનસિંહ પણ આજ માટીમાંથી ઘડાયો હતો. રાજકુમારી એના પર આફ્રીન પછીજ થઇ, જ્યારે એણે જીવન જંગમાં બ્યુગલો ફૂંકયાં. જ્યારે માશુક અને મુકિત ખાતર એણે માથું આપવાની હામ બીડી. કેટલીક વાર એમ બને છે કે મેદાનમાં સામી છાતીએ ચાલનારને મહોબ્બત નથી મળતી. એ માટે પરાક્રમ ઉપરાંત સીફ્તની જરૂર પડે છે. જુવાનસિંહની જીગર પણ જીત થઇ એનુ કારણુ એની સીફ્તને પણ આભારી છે. પણ આ તો ચાલક ચોરનો એક રસ કટકોજ રજુ કરવામાં આવ્યો છે. સીચ્યુએશનની ચમક અને પ્રસંગોના પડછંદો અહીં ઓર રીતે ગર્જના કરે છે.



આ.... જ એ **સોનલ**

"ચાલાક ચોર"માં વાર્તાના બધા રંગો વહે છે. કોમેડીની છોળ ઉડયા કરે છે. રોમાન્સની વાડ પણ રમણીય રીતે બંધાય છે. સાહસના સુસવાટા સેલ્યુલોઇડમાં ભળ્યા છે. જુવાનસિંહના બ્હારવટાના બોલ સાંભળી દુશ્મનોની છાતી બેસી જાય છે પણ પહાડોની અંદર ડાયરા જમાવતો એક બ્હારવટીઓ જ્યારે મહોબ્બતના ડાયરા જમાવે છેત્યારે કામદેવને પણ એ મહેફીલમાં હાજરી આપવી પડે છે.

એક બ્હારવટીયાનો જીવન જંગ આંહી જડયો છે.




મીસ ગોહર,

"કીમતી આંસુ"માં આખરના દ્રશ્યમાં તમને જોયા પછી ફરી પાછી એ તક ક્યારે મળશે એવીજ લાગણી મને થીએટર છોડતી વખતે થઇ હતી. મારે ફરી તમારી અભીનય કલા જોવી હતી કારણ કે મારે જીવનની કલા નીહાળવી હતી તમારા એકયે એક ભાવમાં જીવન્ત સમજણ છે અને એ કહેવાની કલા તમારો અભીનય બરોબર જાણે છે એટલેજ એ અભીનય માત્ર પરદા પુરતો જીવતો નથી. તમે દરેક એકશનમાં અર્થ મુકી શકો છો અને એ માત્ર ભાષાથીજ નહીં-તમે કોઇ માઇક્રોફોન માટે બોલો છો એવું કદી લાગતું નથી. તમારો પડઘો જેવો જાગે છે એવોજ એ તરતજ લોકોના હૃદય પર ઝીલાઇ જાય છે. તમે માત્ર કેમેરા સામેજ ઉભાં રહો છો એવું કદી લાગતું નથી. જીવન આરસી સામે તમે ઉભેલાં દેખાવ છો.

અને તમે અભીનય કલાની નવીનોખી સીડી પણ કેવી ઉભી કરી છે, "રાધારાણી"ની એક ભોળી ભલી સ્રી "કુમારી ૧૯૩૩" બની અદાલતની છતમાં કયો અવાજ ભરી દે છે? "બેરીસ્ટરની બૈરી"ની માતા "દેશ દાસી"નાં કેવાં વ્રત લે છે? પીકચરે પીકચરે તમારા અભિનયનું



"સિપાહીની સજની" માં ગોહર

રૂપ બદલાય છે. પીકચરે પીકચરે તમારી કલા નવીજ વાત કહી જાય છે. એ બધા પાછળ કલા પ્રત્યેની તમારી સહૃદયતા સાફ તરી આવે છે. તમને પરદા પર જોવાં એટલે સંસ્કૃતિની કોઇ એક મુર્તિ જોયા બરોબર છે. આજે તમારો વિશાળ ફેન છે. હિંદુસ્થાનના નાનામાં નાના ગામડાંથી માંડી મોટાં શહેરોની રોશનીમાં તમારૂં નામ ચળકે છે. અને એ નામ જાહેર થતાંજ લોકો એ નામના પરદા પર અજવાળાં જોવા દોડી જાય છે. તમે કલાનાં સાચ્ચા રૂપનું ધોરણ રજુ કરી દીધું છે એટલે અમારા જેવા કેટલાયે તમારી ફીલ્મો જોવા કુટુંબ સહિત હાજર થ.ય છે.

તમારો હું ફેન છું એટલે તમારાં આવતાં પીકચરો માટે હંમેશાં હું આતુર રહું છું. હવે પછી તમે "સિપાહીની સજની"માં દેખાશોને?...

આ ફીલ્મની છબીઓ પરથી હું એટલું અનુમાન કરી શકું છું કે તમે નવાજ રંગમાં ઉડી આવો છો. આ વેળા તમે વધુ વેગથી આવતાં લાગો છો—અને તમારી આ ફીલ્મની છબી પણ આવુંજ વચન આપતી લાગે છે. તમારા હાથમાં વળી હથીયાર ચળકે છે. એ પરથી જરૂર લાગે છે કે કોઇ પાત્ર પર એનો ધડાકો થવાનો! "સીપાહીની સજની" માટે હું રાહ જોઉં છું એટલુંજ જાહેર કરૂં તો મારા આખા ઘરને માઠું લાગવા સંભવ છે. કારણ કે તે બધાં-હું, એ... અને મારૂં બાલ મંડળ...આ સવારીમાં શામેલ થવા માગે છે.

આ પીકચરની એક છબી ક્યાંય મળી શકે ખરી!

લી૦

નિરૂ

× × ×

## મીસ મધુરી,

"કૉલેજ કન્યા" બનીને તમે પહેલી વાર બોલપટમાં સમાજ ચિત્રની રેલમછેલ ઉછાળી. ત્યારથી મને એમ લાગતું હતું તમારી બીજી પણ કોઇ સામાજીક કૃતિ ઉતરે તો સારૂં. અને તમે માનશો? જ્યારે મેં વાંચ્યું કે તમે "મતલબી દુનીઆ"માં એક સામાજીક પાત્ર ભજવો છો ત્યારે હું ઘણીજ રાજી થઇ ગઇ. મેં મારી બ્હેનપણીઓને પણ આ હકીકત જણાવી દીધેલી. તમે એક ત્યજાએલી પત્નિ તરીકે કોમળ અવાજ બ્હાર લાવો છો એવું સાંભળ્યું છે. શું આ વાત સાચી છે? અમને તો તમારી "મતલબી દુનીઆ"ની વાત કાન પર ઝીલવી છે. "કૉલેજ કન્યા"માં તમે જે ચમક મૂકી હતી એ મારાથી ભુલાતીજ નથી. હવે તમે ક્યા ભીતરમાંથી કંઠ ગજવવાનાં છો! તમે જે ભૂમિકા ભજવવાનાં છો એના પર દુઃખ પડે છે! અને અંત કરૂણ છે કે ઉલ્લાસ ભર્યો? જો તમે મારો મત માંગતાં હો તો જરૂર કરૂણ કામ કરજો પણ અંતમાં અમને આનંદ આપીને પરદા પરથી અદ્રશ્ય થજો. મારાં મનપસંદ પાત્રોનાં દુઃખ જોઇ મનેએ એવું રડવું આવી જાય છે. પછી સ્વસ્થ થતાં મને વાર લાગે છે. કોલેજમાં બેઠી હોઉં છું ત્યારે પણ એજ વિચારો આવ્યા કરે છે. તમારી સામેની ભુમિકામાં કોણ છે?......

હજુ "રાજ રમણી" જોવાની મને તક મળી નથી. પણ આ અઠવાડીએ અમે બધાં સાથે ઉપડવાનાં છીએ. "મતલબી દુનીઆ" પુરૂં ક્યારે થશે? રજુ ક્યારે થશે?......

લી૦

"કોલેજમાં ભણતી"

" રણજીત રજુ કરે છે "

એટલા શબ્દો કાન પર મુકી

દો, આંખ સામે રાખી દો

એટલે

પ્રજા બધું સમાલી લેશે.

પ્રજા એ જોવા હાજર થશે.

-: રણજીત કૃતિઓની રોશની :-

ઝડપી દ્રષ્ટિએ

| | | | | |
|---|---|---|---|---|
| અમદાવાદ | ... | ... | ... | નૂરે વતન<br>(૬ ઠું વીક) |
| એડન | ... | ... | ... | બેરીસ્ટરના બૈરી |
| ભાવનગર | ... | ... | ... | રાતની રાણી |
| બાંટવા | ... | ... | ... | નૂરે વતન |
| ધોરાજી | ... | ... | ... | તુફાન મેઇલ |
| ગોંડળ | ... | ... | ... | તુફાન મેઇલ |
| જુનાગઢ | ... | ... | ... | નૂરે વતન |
| કોલ્હાપુર | ... | ... | ... | સતી સાવિત્રી |
| માપુકા (ગોવા) | | ... | ... | નાદીરા |
| નાસીક | ... | ... | ... | કોલેજ કન્યા |
| પુના | ... | ... | ... | નૂરે વતન |
| સુરત | ... | ... | ... | કીમતી આંસુ |
| વેરાવળ | ... | ... | ... | તુફાન મેઇલ |
| મુંબઇ | ... | ... | ... | રાજ રમણી |
| " | ... | ... | ... | વીર બભ્રુવાહન |



Scenes
from
## "Black Bandit"



RAJA SANDOW
PRODUCTION.





*Coming*

આવે છે !

Registered No. B. 3386





Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar) at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum, BOMBAY 4.